# महात्मा गांधीजीनी भीष्म प्रतिज्ञा.





## ભાગ બીજો.

લખી છપાવનાર:—જામનગરવાળા,

**બ્રહ્મક્ષત્રી કલ્યાણજી કાળીદાસ વસેરા.**

ઠે. જુની પોષ્ટ, કાલબાદેવી, મુંબઇ.

આવૃત્તિ ૧ લી ૧૯૧૯. **કીંમત બે આના.** પ્રતો ૩૦૦૦.



ન્યુ આનંદ સાગર પ્રેસ, વડગાદી નાકે, મુંબઇ ૩.

# કેશવકાન્ત હેર ઑઇલ.

( વ્હાઇટ ઑઇલ ગ્યાસતેલથી નિરાળું. )




બજારમાંના બીજાં તેલો કરતાં સર્વથી વધુ સુગંધીદાર અને સસ્તું ગ્વાલીઅરના પ્રદર્શનમાંથી સર્ટીફીકેટ અને મૈસુરના પ્રદર્શન તરફથી બ્રાન્ઝ મેડલ મળ્યાં છે:—

## “ કેશવકાન્ત ”

સર્વ લોકોના ઉપયોગ માટે ફક્ત સ્વચ્છ વનસ્પતીનાં તેલો અને સુગંધીદાર ફુલોમાંથી બનાવવામાં આવ્યું છે. તે ખરી પડતા વાળને અટકાવી કાળા અને સુંવાળા બનાવી ઉગવામાં મદદ રૂપ થઇ પડે છે. ઉપરાંત “ **કેશવકાન્ત** ” બજારમાં સસ્તામાં સસ્તું તેલ હોઇ ગરીબ અને પૈસાદાર બેઉને એક સરખી રીતે સવડ પડતું છે.

## રૂ. ૧૦૦૦ નું ઈનામ

કેશવકાન્તમાં વ્હાઇટ ઑઇલ ( જે વાળને હાનીકારક છે તે ) વપરાય છે એવું શાબીત કરી આપનારને આપવામાં આવશે. ખાત્રી માટે અજમાવી જોવા વિનંતિ છે.

કિંમત બાટલી ૧ ના પોસ્ટેજ તથા વ્હી. પી. સહીત ફક્ત આના ૧૫.

**કેશવ પરફ્યુમરી વર્કસ,**
૧૪૭ અબદુલ રહેમાન સ્ટ્રીટ **મુંબઇ નં ૩.**

તા. ક.-**કેશવકાન્ત**ના દરેક પેકેટમાં **ઇનામી ટીકીટો** બીડવામાં આવે છે.

श्री गणेशाय नमः

ॐ ततसतपरमात्मने नमः

# " સત્યાગ્રહી વીરનરોનો વિજય "

હેન્દી (શીખરણી)

खरे फुल्युं फाल्युं अधिक वखणायुं जगविषे
नहि को सृष्टिमां, तुजसम नंदनवनदिपे
खरंते पलटायुं सुख नव रह्युं हाल जगमां
जतां जाती गौरव कमनशीब भारत दीन दुःखमां

હિન્દદેવી, કાળરે પ્રચંડકાળ! તારો શો પ્રભાવ! શી ભારતભુમિની દુર્દશા! શી ભારત સંતાનોના કર્મની વિચીત્રતા, કાળ ઓ અનંતકાળ તારી શકતી અદ્દભુત છે. તારા પ્રભાવપાસે અન્ય સર્વ પ્રભાવ નકામાં છે, તારા અગાધ શૌર્યપાસે અન્ય સર્વ શૌર્ય તુચ્છ માત્ર છે, સુર, અસુર, મનુષ્યાદી તારા સબળ પ્રભાવપાસે માત્ર નામના છે, અરે તદન અશકત છે, હા ત્યારે શું પુર્વની સ્થીતી પુન! પ્રાપ્ત નહિ થવાની, અરે પવિત્ર ભારતજનની તારો અલૌકીક પ્રભાવ શું ભુલીજ ગઇ. તારા કુળદીપકોના સ્મરણો હૃદયમાંથી ખસીજવા પામ્યા કે શું? નહિ નહિ. बहुरत्ना वसुंधरा એ સ્તોત્રાનુંસારે, વર્તમાન સમયમાં પણ અપુર્વ શૌર્યશાલી પરમ વીરલનરો

વિહીનીતું કદી હોયજ નહિ. ત્યારે આવા મહાન પ્રતાપી રત્નોની શોધ હાલ મળી શકશે કે નહિ? મળી શકશે. અંતરના શુદ્ધ ભાવો જરૂર મારા તરફ તેને ઘસડી લાવશે. મારા સ્તુત્ય સિદ્ધાંતોને લક્ષ્ય પુર્વક તે સ્મરણમાં લેશે; અને જેથી પુર્વની પુનઃસ્થિતી પ્રાપ્ત થશે.

હિન્દી—પુનીતજનની! આપશોકથી મુકતબનો આપ સમાન ભવોધારીણી મહાદેવી જ્યારે શોકગ્રસ્ત થશે તો પછી આં અનંત ભવસાગરના વિચીત્ર વમળોમાં વિંટાયેલાં આપના શીશુઓના શા હાલ થશે?

હિંદદેવી—માનુભાવ! મારા સતત્ સ્મરણ પ્રભાવે તારૂં આવવું થતાં હું અત્યંત આનંદી બની છું. પરંતુ ધર્મવીર ભારત દીપક મારો ધર્મ છેક નષ્ટ થવા પામ્યો છે, સ્થળે સ્થળે આ વીપરીત કાળને લઇ મારાં સંતાનો ધર્મ ભ્રષ્ટ થવા લાગ્યા છે. અરે હૃદયશુન્યબની છેક અધમગતી વ્હોરી બેઠા છે. પ્રચંડનિંદ્ય કામોને મુંગા મોહે સહન કરી મારો છેક તીરસ્કાર કરી બેઠા છે, એજ મને મહાન દુઃખનો ઢગ મારા સમીપ આવી રહ્યો છે. અને એજ કારણથી હું આ મહાન શોક સાગરે ડુબી રહી છું.

હિન્દી—કલ્યાણી! આપના સર્વ સ્તુત્ય વિચારો હું સમજી શકયો છું. મહાન અધમ પંથથી જેઓ પોતાની ખરી શુદ્ધિભુલી બુધ્ધિ વિહના બન્યા છે, અધમ કામના સપાટાપર રહી સુખરૂપ માર્ગનો ત્યાગ કરી દુઃખરૂપ કનીષ્ટ માર્ગનો સ્વીકાર કરી રહ્યા

---

છે. આક્ષણીક સુખમાં સદાની પરતંત્રતા સ્વીકારી બેઠા છે. જનની આથી વિશેષ ભારત સંતાનોની શી દુર્દશા રહી?

હિંદદેવી— ધર્માત્મા! તારા દૈવી વચનો અક્ષરસહ સત્ય છે, આ અજ્ઞાનતાનું દુખ તેઓ કયાં સુધી ભોગવ્યા કરશે, એજમને મહાન શુળ ઉત્પન થાય છે. આ સબળ દુઃખથી હું સદાને માટે આંતરીક વ્યાધીથી રીબાયા કરૂં છું. મારા સર્વસ્વ અમુલ્ય ચક્ષુરૂપ પરમ વીરલ તાતના સંતાનો આર્ત વ્યથા વ્હોરીબેઠા છે, અને એ કનીષ્ટ વ્યથાથી હજુ કયે પગથીયેજ કેવી કફોડી સ્થીતી અનુભવશે. આવા ભોળા કેવળ વિશ્વાસપર ગરદન ઝુકાવી રહેલા મારા બાળકો શી અધમગતીને પ્રાપ્ત થશે. તે કહી શકાતું નથી, મારી સતતી મારા ચક્ષુ સમક્ષ ભોળાભાવે ભુખેમરતી જોઇ મારા આંતરીક ભાવો શું નહિ રડતા હોય? પવિત્ર આત્મા! આ સબળ પ્રભાવનો લેશપણ અંશ પ્રભુ તેના હૃદયમાં પ્રેરીપુનઃ વિજય આશા અપાવશે, તેનીમને બહુ શંકા છે, મારાલાડીલા શીશુઓ ભોળાભાવે અધમતા ગ્રહી બેઠા છે, તેને સુમતિ પ્રેરી સુમાર્ગપર લાવવાનું મહદ્કાર્ય હું તને સોપું છું, તે નિરવિઘ્ને પસાર થાય તે નિશ્ચયમને આશીરવાદ આપું છું વર્તમાન સમયને અનુસરી ઘટતા ઇલાજે તેઓને રસ્તાપર લાવ રે નિર્દોષ જહાજોને ખરા કિનારાપર લાવી અને સ્વદેશ પ્રેમી બનાવ, તેના જે દૈવીગાનો સ્વર્ગીય સભામાં ગવાતાં તે મુજબ સદોદીત ગવાતા રહો, સબળ રસ્તાથી વિભુપીત મારા સંતાનોને સન્મતી પ્રેરી, મારી પ્રત્યક્ષ ઓળખાણ કરાવ, અને ઠામઠામ તેનો થતો અનાદર અટકાવ.

---

હિન્દી—દીવ્યકુમારી !

એજમારો દેશ કે જ્યાં પુર્ણનીતિ રેલતી,
એજમારો વેશ જેવેશે પ્રીતિ પ્રફુલતી.
એવાં અમારાં કાર્યજે કાર્યેજ કીર્તિ તો હતી,
એવા અમારાં નામજે નામેજ ઉજ્જ્વળતા હતી.
એવા અમારાં બોલ, જેબોલે પુરીદ્રઢતા હતી,
એવા અમારાં ન્યાય, જે ન્યાયે સતશોભા હતી.
આ એજ ભારતવર્ષ, દુનીયાનાજ દેવ અમો હતા,
એવાજ ધર્મ થકી અમે, દુનીયાતણી આબાદીમાં.

આ પવિત્ર ઉદગારો મારા સ્વદેશ પ્રેમી સંતાનોના મુખદ્વારા સ્થળે સ્થળે સંભળાય, અને અધર્મને રસ્તે અથડાતા અજ્ઞાન જીવોનો ઉદ્ધાર થાય, એજ ઉદ્દેશ આપ ભવોધારીણીની આજ્ઞાનુસાર કરીશ.

હે ધર્મેશ્વરી ! ભારતીય દીવ્યદેવી ! આપના પવિત્ર ચરણોમાંથી છુટકી ગયેલા અને કુમાર્ગે દોરાતા આપના સંતાનોને હું આપ મહાદેવીની સ્વેચ્છાનુસાર જરૂર મુળસ્થાને લાવીશ. તેઓને સબળ પ્રપંચોથી અફડાતા ચુકાવીશ, અને આપની ઇચ્છીત આશાઓને સત્વર અમલમાં મુકીશ.

હિંદદેવી—પ્રબળ આત્મીય વ્યકતી ! તારા સંયોગમાં આવતાં એ શીશુઓની થતી અધોગતી અટકશે, અને તારી ઇચ્છાઓ તેઓના હ્રદય પટપર ખરો આત્મીય પ્રકાશ પ્રગટાવી તેની ગયેલી શુધ્ધી ઠેકાણે આવશે, કે તુરત સ્વરાજ્ય મળશે. તારા પુનીત મસ્તકપર આ મારો વિજય હસ્ત છે, અને તે વિજય હસ્તમાં રહેલી આ વિજયમાળા

જે દૈવીસુગંધી પરીમલથી વિભુષીત થયેલ સ્વર્ગીય સંપત્તિ રૂપ તે તારા પવિત્ર કંઠમાં સ્વેચ્છાથી આરોપું છું; જેથી તારી વિજય; ધ્વજા અખીલ દીગંતે ફરકતી રહેશે, તારા પ્રબળ આત્મીય પ્રભાવ પાસે કનીષ્ટ માર્ગપર ગયેલાઓની મતી નિર્મળ થશે. તારી સ્વરાજ્યની ધારણા સ્વલ્પ સમયમાં પુર્ણ થશે, અને સ્વદેશ ભક્ત નરીકે તારી નામના ગવાશે તારાપર આવતા કનીષ્ટ વિઘ્નો ક્ષણ-વારમાં નાશ થશે, અને એ પ્રભુઅંશી અગાધ શૌર્યપદ વિજયમાળા તારો સદા સર્વદા બ્રહ્માંડ સુધી વિજય ગજાવશે, તારા પુનીત સંતાનો લોક પ્રિયથઇ મહાન સામ્રટથી અધિક પુજનીય ગણાશે, તારા નેકી વચનોપર અનેક વ્યકતીઓ પોતાના જાનની પણ દરકાર નહિ કરશે, જા મારો આશીરવાદ છે કે ઇશ્વરનોવાસ સદા સર્વદા તારામાં રહેશે, અને ભવિષ્યમાં સર્વલોકો તને પ્રભુપદે સ્થાપી પુજશે. તું તારો ધર્મ સંભાળજે આટલુ યાદ રાખજે કે शठम् प्रत्यपी सत्यम् ( અંતર ધ્યાન )

હિન્દી—આહા ! દેવતાઓના હ્રદય કેવાં દયાળુ કેવાં ઉદાર છે કે એક પળભરની પણ ખરેખરી આસ્તાથી કરેલી દ્રઢ ભક્તિથી તુશમાન થઇ કોલસા જેવા ક્ષુદ્ર અને કાળાજીવને અણમોલ હીરા જેવો બનાવી દે છે પણ અજાયબ જેવું છે કે કાળનો તોફાની પવન લાખો પળોની જીંદગીમાં એક પળપણ જીવને એ રસ્તે વળવા દેતો નથી. હવે મારે શી રીતે વર્તવું ? હા સત્ય ! સદા સત્યનું સેવન કરતો આવ્યો છું, અને કરીશ સત્ય માર્ગે જતાં આ દેહની પણ હું પરવા નહિ કરીશ. शठम् प्रत्यपी सत्यम् આ સ્તોત્ર યથાર્થ છે.

---

કઇ પ્રતાપી પવિત્ર મુર્તીના વદન દ્વારાએ આવીભુત થયું હશે ! જેને માટે અનેક મગજો પારાવાર પ્રયાસ કરી તપાસ કરતા હશે તેઓને માત્ર ટુંકામાં આ પુનીત સ્તોત્ર ઉચ્ચરનાર વીરલ દીવ્ય મુર્તીનું સ્મરણ હૃદયમાં હશેજ, તે સ્વદેશ પ્રેમી અમુલ્ય શૌર્યશાળી પુનીત ભારતનો સ્વયં સેવક એક મહાત્મા છે.

અસુરી માયા દુરાગ્રહી ભકતને ખરા જીગરથી ચાહે છે. તેના નીચ કૃત્યોમાં સામેલ રહી દીન પ્રતી દીન તેનો વિજય કરાવે છે, મહાન કિલ્લાઓ તોડે છે. મોટા પર્વતોપર ઉત્પન્ન થતાં લીલાવૃક્ષો જે સદાને માટે સુખાકારી ગણાય છે, પરોપકાર માટે પોતાના મુળીયાં સહીતનો પણ ભોગ આપે છે, આવા નિર્દોષ વૃક્ષો પણ દુરાગ્રહીની પ્રચંડ આગથી બળી ભસ્મ થઇ જાય છે પણ આથી મહાન શક્તિ ધરાવનારની સામે જ્યારે સત્ય આત્મબળ પ્રગટે છે, ત્યારે તે જગ્યાએથી દુરાગ્રહીનો નાશ થઇ જાય છે, સત્યાગ્રહમાં અગાધ શકતી સમાયેલી છે, તેનો નાસ કરવા માટે દુરાગ્રહી પોતાના સબળ તોપગોળા ફેંકતો અટકી જશે. અને કદાચ ફેંકશે તો તે સત્યની સામે આવતાં અર્ધ રસ્તામાંજ તેના ચુરેચુરા થઇ જશે. આ સૃષ્ટીમાં એવું કયું હથીયાર છે કે સત્યનો નાશ કરી શકે સત્ય એક પારસમણી છે, જેનું ચુર્ણ કરવા જવા હિંમત કરનાર લોખંડ પણ પોતાની ધારેલી ઉમેદથી નિષ્ફળ નીવડી પોતે સોનું બની જાય છે. સત્ય એ વસ્તુ છે કે દુરીજનને પણ લાભ કરે છે. જે મનુષ્ય સત્યતજી અસત્ય ગ્રહણ કરે છે, તેના માટે ટુંકાણમાં એટલુંજ કે તેણે આ દુનિયામાં મનુષ્યરૂપે અવતાર લીધોજ નથી.

---

## " સ્વધર્મથીજ સત્યુગ અને સ્વરાજ્ય "

આ સૃષ્ટીમાંથી સત્યયુગનો નાશ થયો નથી, પણ સત્યયુગ સ્થળે સ્થળે છવાઇ રહ્યો છે, સત્યયુગ આપણી સંભાળ લેવા પીઠ પકડી ફર્યા કરે છે, પણ આપણે આપણી ગતી તેનાથી વધારી કળીયુગની સાથે એકમેક થતા જઇયે છીયે. આપણી આવી અણ સમજથી સત્યયુગ વિશ્રામ લઇ પાછો આપણી પીઠ પકડી અફસોસ કરે છે, આપણી અજ્ઞાનતાએ કરી તેનુંતેજ ઝાખું પડતું જાય છે. આપણે ફેશનમાં ઉતરી સત્યયુગનો નાશ કર્યો છે, પણ તે તો અચળ છે, કારણ કે તે સમજે છે કે હું કળીયુગથી હીમત હારી ડરી ચાલ્યો જઇશ, તો મારા ભારતવાસીઓની આનાથી પણ બુરી દશા થશે, કળીયુગ પોતાની પ્રબળ સત્તા જમાવી સત્યયુગનો નાશ થયો માને છે, પણ તેમ નથી, માત્ર વસ્ત્ર ઉપર મેલની અસર થતાં મેલું દેખાય છે, પણ તેનું અંતર તપાસતાં તો તે શ્વેતજ છે, તેવીજરીતે આપણી કબુદ્ધિરૂપી મેલ સત્ય યુગને લાગેલો છે, પણ કાળેકરી પ્રભુ આપણી બુદ્ધિ ઠેકાણે લાવશે, ત્યારે કરેલી ભુલનો પસ્તાવો આપણે પારાવાર કરીશું, અને તે સમય આપણને મૃત્યુ સમ પરિતાપ થશે; ત્યારે સત્યયુગ ઉપર આપણી કબુદ્ધિરૂપી લાગેલો મેલ તુરત ધોવાઇ જઇ પ્રકાશમાં આવશે. ત્યારેજ સ્વરાજ્ય મળશે હિંદની હાલત આપણા વડવાદ્વારા તથા ઇતિહાસદ્વારા આપણે જાણી શકીયે છીયે કે જે વસ્તુઓ આપણે હાલ ખરીદ કરીયે છીયે, તે આગળના કરતા ચારગણી, આઠગણી તથા સોળગણી મોંઘી ખરીદીયે છીયે.

---

આજથી પચાસ વર્ષ ઉપર આપણા દેશમાં સો સો વર્ષના વૃદ્ધ સ્ત્રી પુરૂષો સખ્યાંબંધ જોતા હતાં, તેની જગ્યાએ અત્યારે તેવા નરનારીઓ ભાગ્યેજ જોવામાં આવે છે તેનું કારણ શું ? એજ કે તમો યાદ કરી જોશો તો જણાશે કે તમારા વડવાઓને ત્યાં ગાય, ભેંસ, તથા છેવટે બકરી પણ આપણા શરીરને પુષ્ટ બનાવવા રાખતા હતા, જેના દહીં દુધ તથા ઘીમાં આપણી બાલ્યાવસ્થા સદા પ્રફુલીત રહી પુષ્ટ બનતી હતી, બાલ્યાવસ્થામાં સ્વચ્છ ખોરાક મલવાથીજ આ શરીર આયુષ્યમાન્ થતું હતું, કોઇકજ હતભાગી હશે કે સાંજ સહવાર ઘી, દહીં, દુધ સિવાય ભોજન કરતું હોય, હાલ નબળા ખોરાકે કરી શરીરના સાંચા કયારે બગડશે તેની કંઇ ખબર પડતી નથી, અને એવાજ ગુહ્ય કારણથી આપણા દેશમાં રોગ ફેલાયો છે. હાલ પૈસાના લોભે કરી આપણે આપણી જીંદગીનું સુખ તથા આયુષ્ય વેચીનાખીયે છીયે, આપણા બચ્ચાંઓના માટે પુરતા પૈસા ખરચતા પણ ચોખ્ખાં દહી, દુધ કે ઘી ભાગ્યેજ મળશે. હાલ સ્થળે સ્થળે દુધની ડેરીઓ મલાઈ ખેંચવા રાખવામાં આવે છે, જે કારણથી ચોખ્ખા દહી, દુધ ભાગ્યેજ મળી શકે છે, ખરીદેલું દુધ ચોખ્ખું છે એમમાની આપણે આપણા બચ્ચાઓને પાશું પણ તે ચોખ્ખું ભાગ્યેજ હોય કહો આવા ખોરાકથી બાળકોના શરીર શકતીવાન શી રીતે બને ? અને તેઓ સો વર્ષનું આયુષ્ય શી રીતે ભોગવી શકે ? આગળના વખતમાં વડવાઓના હાથે ભુલથી દુધમાં પાણી ભળીજતું તો આવા દુધને રોગીષ્ટ સમજી ફેકી દેતા હતા. હાલ જે વસ્તુમાં આપણા શરીરની ખરાબી થાય છે, તે વસ્તુ

---

આપણે પહેલી ગ્રહણ કરીએ છીએ, અત્યારે આપણે સદાને માટે પાણીવાળુ તથા મલાઇ ખેંચેલું દુધ ખાઇએ છીયે. વળી અફસોસની તો વાત એ છે કે હાલ ટુંકી મુદ્દતમાં આપણે નીતિરીતી, ધર્મકર્મ, સગાસહોદર હિન્દનું હીત, આ સર્વે ઉપરથી ચાહ ઉતારી એક ચાર આનાના કપ રકાબીમાં ચાહને પાણી દુધ તથા સાકરમાં મેળવી પીજઇયે છીયે. આ કેવી ખેદની વાત છે? ચાહના ખરા સ્થળ છોડી હાલ હિન્દમાં ઠેર ઠેર જુઠા સ્થળે ચાહ વધવા માંડયો આથી આપણા શરીર નીરબળ તથા નીરમાલ્ય થતાં ગયા, જુઠા ચાહે આપણા દેશમાં, તથા શરીરમાં પારાવાર નુકશાન કરેલું છે, જુઠો ચાહ રોગનુ મુળ છે, કુસંપનો પાયો છે, જઠરાગ્નિને મંદકરી આપણા શરીરને નુકશાની પહોંચાડે છે. ભાઇઓ આ દેશનું ભલું ઇચ્છતા હો તો જેના ઉપર ચાહ રાખવાનો છે, તેના ઉપર ચાહ રાખો કૃત્રિમ જુઠા ચાહનો ત્યાગ કરો જુઠી ચાહનાએ કરી આપણે આપણા દેશનું હીત બાજુએ મુકી આપણે આપણા કુટુંબનું પણ હીત કરવાને બદલે આપણે તેનું અહીત કરીયે છીયે. નજીવી બાબતમાં અજ્ઞાનીઓ પોતાના કુટુંબમાં કલેશ વધારી સુખી સંસાર ઉપર છરી ફેરવે છે, નાના નાના પ્રકારના સુખો નાશ પામશે એવા ભયથી પોતાના સગાભાઇઓનો પણ ત્યાગ કરે છે, આ કેવી અજ્ઞાનતા? આ દુનીયામાં વ્હાલામાં વ્હાલુ સુખમાં સુખ, જીવનમા જીવન કોણ? ફકતમાં જાયો બંધુજ છે, તેની તથા પોતાના કુટું-બની દરકાર છોડી દે છે, તે કુટુંબનો, બંધુનો, તથા દેશનો દ્રોહી છે. આ હિન્દની અવદશાનું મુળ કારણ છે. જે દેશમાં સંપ જોઇયે

લાલા કનૈયાલાલના આશ્રાગણ તાળાને બીજી ચાવી લાગતી નથી.

ત્યાં કુટુંબમાં પણ કલેશ તો હિન્દનું હીત કયારે થશે આ સવાલ મારા અંતરમાં વખતો વખત ડંખી ચક્ષુમાં પાણીલાવે છે, બંધુ પ્રેમ અમુલ્ય છે. જે પ્રેમ જાળવવા સંપત્તિનો નાશથાય. છેવટ એક બીજા માટે પ્રાણ અર્પીદેવાંપડે તોપણ સહોદરના સ્નેહની કીંમત થઇ શિકત નથી. આવા પ્રેમને ભુલી જઇ આપણા કુટુંબમાં કલેશ વધારી આપણેજ આપણા દેશમાં ફેલાવ કરીયે છીયે, આ પાપ કંઇ ઓછું નથી, પૈસાથી અનેક ચીજો મળે છે, પણ અગણીત લક્ષ્મી આપતાં માનોજણ્યો ભાઇ આ દુનિયામાં કયાંય મળી શકતો નથી કહ્યું છે કે

## શીખરણી.

મળે કાન્તા પુત્રો, ધનથી ભુમીમાં દેશ ભમતાં,
મળે છે બીજાંજે, સકળ સુખદા ભોગગમતા,
સગા સર્વે પ્યારાં, સહજ સમનાહિ ખલકમાં,
મળે નાહિ કયાંઇ, નીજ જનુંનીજાયો આ જગતમાં.

વળી ભર્તુહરીએ પોતાના ભાઇ વિક્રમાદીત્યનો અનાદર કરી પસ્તાવો કરેલો છે કે

## માલીની.

વચન સર્વ સાચાં, વિક્રમા બંધુ તારાં
શ્રવણ યુગલ કાચાં, કામથી ભ્રાતમારાં
વગર સમજ કાઢયો, વીરતુંને વિદેશે
ભરથરી નૃપ ભુલ્યો, ભામિનીને ભરોંસે.

બંધુ વિયોગે ભર્તહરીએ આવાં તો અનેક પસ્તાવાના શબ્દો કહ્યા છે. તેથી પુનઃ ભાઇ તથા ગએલા વખતની કે ગઇ આયુ-

લાક્ષાની ત્રીજોરીની ખરી ચાવી ચોરાયા જતાં ચોર ખોલી શકે નહિ.

ષ્યની પ્રાપ્તી થઇ નહિ. તજેલું રાજ્ય ફરીથી ગ્રહણ કરવાની શકતી રહી નહિ, ભુલનો ગમે તેવો પસ્તાવો કરવાથી ગઇ બાજી તથા ગયેલી જીંદગીના દિવસો હાથ આવતાં નથી. આ ઉપરથી યાદ રાખવાનું છે કે જે મનુષ્ય સત્યનો ત્યાગ કરશે નહિ, તેને ભર્તૃહરી માફક પોતાના કુટુંબ કે દેશને માટે પાછળથી પસ્તાવો કરવાનો વખત આવશે નહિ. અને તેજ સ્વરાજ્યનો અધીકારીછે.

ત્યારે હવે આપણે કયે રસ્તે ચાલવું કે જેથી આપણા દેશમાં દુઃખદ સ્થિતિયે મુકાયેલો સત્યયુગ પુર્વરૂપ ધારણ કરે ? જેવી રીતે ભર્તૃહરીએ દરેક વસ્તુઓ ભયવાળી ગણી માત્ર વૈરાગ્યજ અભય-માની ગ્રહણ કર્યો અને આખરે તે નિરાકારના રૂપમાં એકમેક થઇ ગયો. તેવીજ રીતે આપણે અનેક ભયમાંથી નીર્ભય થવા શાની શોધ કરી નિર્ભય થવું ?

જેમ ભર્તૃહરીને માટે વૈયાગ્ય અભય હતો, તેમ આપણા માટે સત્ય વર્તનજ અભય છે. કહો આથી વિશેષ ધન કયું છે ? આ ધનની જે કીમત જાણે છે તેને માટે સ્વરાજ્ય દુર નથી.

આમ જાણવા છતાં આપણે સત્યને વિસરી આપસમાં કુસંપ કરીયે છીયે આગળ આપણે શાળામાં વાંચી ગયા છીયે કે એક રોટલાના કડકા માટે બે બીલાડીની ખટપટમાં વાંદરજી ન્યાયાધીશ પાસે ઇન્સાફ મેળવવા ગઇ. ત્યારે વાંદરજીયે ડારકું મોંરાખી બીલા-ડીની આ વાત માન્ય રાખી ત્રાજવાના પલ્લામાં તે રોટલાનાં બે ટુકડા કરી મુકયા, વધઘટનો ટુકડો તે પોતાના મુખમાં મુકતો જાય આમ કરતાં આખો રોટલો વાંદરજી આરોગી ગયા, જ્યારે બંને

બીલાડીઓ હાથ ઘસતી રહી આ રીતે આપસની તકરારનો અંત-આવ્યો. આ પરસ્પરના અસંતોષનું પરીણામ "માટે આપણે-પણ જો સત્યતઝ આપસમાં વૃદ્ધિ પામેલા કુસંપનો નાશ નહિ કરીશું તો આપણા કુટુંબમાં બીજા કુટુંબીઓ કલેશ વધારી વાન-રઝ જેવો અદલ ઇન્સાફ આપી આપણને હાથ ઘસતા કરશે. આવા બનાવોથી બચવા અને હિંદમાં ઐકયતા કરી દુષ્ટતા દુર કરવા કેટલાક નરનારીઓ પોતાના દેશને એકત્ર બનાવવા દેશાર્થે એકજ ધ્યાન લગાવી રહ્યા છે. અને તેના અંતરના ઉદ્દગારોનો અર્થ નીચેની કવીતામાં સમાયો છે.

( ગાયન )

ભારત નરનારી ઉમંગ અંગધારી આવો કરીએ સ્વદેશનો ઉદ્ધાર
થઇએ સંપે જોડાવા તૈયાર ભૂલી કોમ કોમના દ્વેષ ખાર–ભારત૦
હિન્દુ મુસલમાન પારસી ઇસાઇ ભાંડુશા ભેટી આવાર
હિન્દી કહેવાયે એક બની જઇએ જાણે કુટુંબ પરીવાર
જોઇએ માતૃ ભુમીનો જયકાર.......................ભારત૦

અશોક

વળી આપણા કેટલાક હિંદી ભાઇ બ્હેનો પોતાના હિંદનું સુગાન ઘણા વર્ષથી નીચે મુજબ ગાય છે.

( ગાયન )

" અમોને પ્રાણથી પ્યારો, અમારો દેશ હિન્દુસ્થાન,
અખીલ સંસારમાં ન્યારો, અમારો દેશ હિંદુસ્થાન.
હિમાલય શા ઉંચા પહાડો જે સ્પર્શે સ્વર્ગથી આશમાન,

---

ઝ ન્ગીયાલાલની તીજોરી ખરી ચાનીથી ઘણી ચીવાગ ઉઘડતી નથી.

સિંધુ ગંગા યમુના આદિ નદીઓ દઇ રહી અમીપાન.
કળા કૌશલ્ય વિજ્ઞાનો, તણા અહિંથી ફુટયાં ઝરણાં,
ઉપનિષદ્ વેદ ગીતા બ્રહ્મવિદ્યાનાં અનેરા ગાન.
અમોને એવી આ અમ માતૃ ભૂમીનું દિલે અભિમાન,
બોલો હિંદ દેવીનો સુજય જયકારને કલ્યાણ."—અમોને૦

ચંદ્રગુપ્ત

## "સ્વરાજ્યમાં આપણો અધિકાર"

"**એનીબીઝેંટે** કહ્યું છે કે ભારત વર્ષને જ્યાંસુધી સ્વરાજ્ય મળશે નહિ, ત્યાંસુધી ભુખે મરવાનો રોગ હિંદમાં ફેલાતો જશે. મહાત્મા ગાંધીજીએ કહ્યું છે કે ભારત વર્ષમાં દરિદ્રતા વધતી જાય છે. હિંદુસ્તાનનો કાચો માલ પરદેશ જઇ તેની ચીજો બની અહીં આવે છે, ત્યારે તેજ ચીજોના આઠ ગણા નાણા આપી આપણે પાછા તેજ ચીજો ખરીદીયે છીએ. જે દેશ પોતાના કપડા વાસ્તે કરોડો રૂપિઆ વિદેશી કારખાનાવાળાઓને મોકલે છે તે દેશની ઉન્નતી કયાંથી થાય ! આખા ભારત વર્ષમાં ફરતાં હું કઇક પ્રજાને જોડા પહેરતા પણ જોતો નથી. મધ્યમ સ્થિતીના લોકોની બહુ દુર્દશા છે, કનીષ્ટ લોકોને ઉંચે આભ અને નીચે ધરતી છે. તેને માટે કોઇ સારો દિવસ નથી. તેઓ નીરાધાર છે. ભારતનું ધન પૃથ્વીના પેટામાં ભર્યું છે. બીજી તરફ નજર ફેંકતા લોકોની આવક વધી નથી, ત્યારે બીજી બાજુએ ખર્ચ વધતોજ જાય છે. આ સ્થીતીનું અવલોકન સરકારના ધ્યાનમાં આવ્યું હોય એમ મને જણાતું નથી.

---

હું માનું છું કે સરકારનો હેતુ શુદ્ધ છે. જેથીજ તે માને છે કે પ્રજાની ઉન્નતી થતી જાય છે. સરકારી અર્થશાસ્ત્રીઓ પણ કહે છે કે ભારતની ઉન્નતી થતી જાય છે. પણ મને આકાશમાંથી દેવતાઓ આવીને પુછે તો પણ કહીશકે ભારત દીનપ્રતિદીન કંગાલ થતું જાય છે. મહાત્મા ગાંધી સ્વરાજ્ય માટે કહે છે કે જ્યારે ભારત વર્ષની દરેક પ્રજા સ્વરાજ્યનો આશય સમજશે ત્યારે સ્વરાજ્યને કોઇ રોકી શકનાર નથી. કોઇ મનુષ્ય એવો નહિ હશે કે જેને સ્વરાજ્યની ઇચ્છા નહિ હોય. ઘણા અજાણ રાજાઓએ પણ પોતાનું રાજ્ય સારી રીતે ચલાવ્યું છે. જે મનુષ્ય એમ સમજે છે કે સ્વરાજ્યમાં અમારાથી ભાગ લેવાશે નહિ, તે મનુષ્ય ભુલ ખાય છે. કોઇ મનુષ્ય એવી ચિંતામાં વખત પસાર કરશે નહિ કે ભારત વર્ષને લડવાનું કામ કોણ શીખવશે? ભારત વર્ષ જ્યારે લડાઇનું કામ શીખવા માટે તૈયાર થશે, ત્યારે તે સત્વર શીખી શકશે. ઘણીજ દીલગીરીની વાત તો એ છે કે સરકારે હજુ સુધી ભારતને લડાઇનું કામ શીખવવાથી બાતલ રાખી છે. સરકારે જો આમ ન કર્યું હત, તો લાખો કેળવાયેલા લોકોમાંથી હજારો સિપાઇઓ સરકારની આ જ્ઞા મળતાંને વાર યુદ્ધમાં દાખલ થયા સિવાય રહે તે નહિ. આમા દોશ કોનો છે!

ઉપર મેં જે વિચાર દર્શાવ્યા છે, તે મારા વિચાર પ્રમાણે તો આ માર્ગ ઠીક જણાતો નથી. આજનું હિન્દનું વાતાવરણ પશ્ચિમની નીતિરીતી ઉપર મોહી પડયું છે. અમે આજે જે સ્વરાજ્ય માગીયે છીએ, તે પશ્ચિમની રીતભાતને અનુસરીને છે. ઘણા

માણસોનો વિશ્વાસ છે કે સ્વરાજ્ય સિવાય આપણા બીજો કોઇ માર્ગ છેજ નહિ. મારૂં ધારવું તદન જુદું જ છે, મારે એ ન ભુલવું જોઇએ કે ભારત વર્ષ એ કાંઇ યુરોપ નથી, જાપાન નથી, ચીન નથી, ઘણા વિચાર કરતાં હું તો એમજ કહીશકે ભારતભુમિ એજ કર્મભુમિ છે. જ્યારે બીજા સર્વે દેશો ભોગ ભુમિમાં લેખાય છે. સત્યતા ખાતર આ દેશે જેટલાં કષ્ટો સહન કર્યા છે, એટલા દુઃખો સહન કરનારો કોઈ દેશ આખી દુનિયાના પડદાપર છેજ નહિ, જ્યારે અમારી પાર્લામેન્ટ બનશે, ત્યારેજ અમે અમારી ભુલો સુધારી શકશું. આરંભમાં ભુલ અવશ્ય થશેજ, પણ તે ભુલને સુધારવામાં અમને વખત લાગશે નહિ, ત્યારેજ અમે અમારી દરિદ્રતા ટાળવાનો ઉપાય સત્વર કરીશું. કેવા આશ્ચર્યની વાત છે કે ભુલ કરવાનો પણ અમને અધિકાર નહિ, જેને ભુલ કરવાનો અધિકાર નથી, તે આગળ વધવા માટે અસમર્થ છે.

હાઉસ ઑફ કૉમન્સનો ઇતિહાસ ભુલથી ભરેલો છે, અરબીમાં કહેવત છે કે મનુષ્ય ભુલનું પુતળું છે, ભુલ થવાનું કારણ એ ભુલ સુધરવાનું પ્રતીબીંબ છે. આ કર્તવ્ય સ્વરાજ્યની એક ભાષા છે. અમે આવી પારલામેન્ટ માગીયે છીયે. આજે અમે તેના વાસ્તે તૈયાર છીયે. હવે તે અમને મળવું જોઇએ, બ્રિટીશ પ્રજા તંત્રની સામે દરખાસ્ત લાવવાથી સ્વરાજ્ય મળવાનું નથી, તેઓ કહેશે કે અમે સ્વરાજ્ય મેળવવા વાસ્તે બીજા કોઇનો આશ્રય લીધો નથી. અમે તો અમારી લાયકાતથીજ તે મેળવ્યું છે, તમને મળતું નથી, તેનું કારણ તમે અયોગ્ય છો, જ્યારે તમો યોગ્ય લાયકાત ધરાવનારા

બનશો ત્યારે તેને કોઇ અટકાવી શકનાર નથી. મારી સમજ પ્રમાણે પહેલા આપણા ભાઇઓ પાસે સ્વરાજ્ય માંગવું જોઇએ, આપણી દરખાસ્ત પહેલી એમના સામે થવી જોઇએ, જ્યારે આપણા ભાઇઓ સમજતા થશે કે સ્વરાજ્ય શું વસ્તુ છે, ત્યારે કોઇ સ્વરાજ્યને રોકી શકનાર નથી સ્વર્ગીય સર ડબલ્યુ હએટર બ્રિટીશ રાજ્યના યુધ્ધમાં ભાગલઇ વિજય મેળવવો એ ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે, સાંપ્રત યુધ્ધમાં ફ્રાન્સ તથા મેસોપોટાનીયામાં આપણા સિપાઇઓએ પોતાના પ્રાણનું બળીદાન આપ્યું છે, આ સિપાઇઓ સ્વરાજ્યના સબંધમાં કંઇપણ જાણતા નથી. યુધ્ધની સમાપ્તિ પ્રસંગે પણ તેઓએ સ્વરાજ્ય માંગ્યું નથી. પણ તેઓતો ફક્ત નીમકહલાલ કરવા માટેજ ત્યાં ગયા હતા, રાજાના કઠણ સમયમાં તેઓ રાજ્ય ભક્ત બન્યા છે અમારી યોગ્યતા એમા છે કે સ્વરાજ્ય મેળાવવાની અમે જેમાં પ્રબળ ઇચ્છિા રાખીયે બીજું એ પણ સમજવું જોઇએ કે ભારતની સેવા શુધ્ધ નિષ્ટાથી થાય તો સ્વરાજ્ય મળતાં કંઇ વિલંબ લાગશે નહિ, જે જાતીમાં સ્વરાજ્યની લહેર પેદા થાય છે, તે જાતીમાં જીવનના દરેક કાર્યોમાં જાગૃતિ આવે છે. સ્વરાજ્યનું પ્રથમ ચિન્હ આપણું અંતર છે, અંતર જાગે તો સૌ જાગે હમણા અમારૂં અંતઃકરણ સ્વતંત્ર નથી સ્વરાજ્યના પાઠ-શાળામાં **આત્મસયમ**, **આત્મનિર્ણય**, **આત્મ સુધારણા** તથા **આત્મનિરીક્ષણ** એ બધા સ્વરાજ્યના પ્રથમ પાઠ છે.

**(શ્રી કમળા. ગાંધી હિન્દી** પુસ્તક ભંડાર, **મહાત્મા ગાંધી.)**

---

# ચંપારણમાં મહાત્મા ગાંધીજી.

ઈ. સ. ૧૯૧૭ ના એપ્રીલ માસની પંદરમી તારીખે મુઝફ્ફરપુરમાર્ગે થઇ ચંપારણમાંના નીલનું વાવેતર કરનાર મજુર લોકોની સ્થીતી જોવા નીકળ્યા. સરકાર તરફથી પોતાને રસ્તામાં રોકવામાં આવનાર છે, એવા સમાચાર ગાંધીજીને મળ્યા, છતાં સ્ટેશનપર ગયા. મોતીહારી જનારી પહેલી ટ્રેનમાં તેઓશ્રી ગયા, અને ત્યાંના પ્રસિદ્ધ વકીલને ત્યાં વાસો કર્યો. તા. ૧૬–૩–૧૭ ના રોજે ચંપારણ્યના જીલ્લા માજીસ્ટ્રેટ તરફથી ગાંધીજીને નોટીસ મળી, તેમાં જણાવ્યું હતું કે આ જીલ્લામાં તમારા આવવાથી સાર્વજનીક શાંતીનો ભંગ થવા તથા ભયંકર દગા ફીસાદ થવા વકીછે માટે આ નોટીસનો તુરતજ અમલ કરી જીલ્લા બહાર જતી પહેલી ટ્રેનમાં તમો ચાલ્યા જાઓ. જે મહાત્માએ દીન દુખીયાને અત્યાચારથી બચાવવા માટે જેણે પોતાનું જીવન દેશ હિતના કામ માટે અર્પણ કર્યું છે, તે મહાત્મા આ નોટીસની આજ્ઞા શી રીતે પાળી શકે? જીલ્લા માજીસ્ટ્રેટને તેમણે તુરતજ જણાવ્યું કે મારા સંબંધમાં આપે જે લખ્યું છે તે ઠીક નથી લખ્યું હું જીલ્લાની સરહદ છોડી જઇશ નહિ. હું અહીં વાસ્તવીક જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું. છતાં જો અધિકારી વર્ગને અયોગ્ય લાગે તો આ માટે હું દંડ ભરવા તૈયાર છું. પણ મારા દેશીયોને ન્યાય અપાવવો એવી મારી પ્રતીજ્ઞા તોડી જઇશ નહીં. અંતે સ્થાનીક સરકાર તરફથી ગાંધીજીને બધા સ્થળે જવાની છુટ મળી. મહાત્મા દરેક સ્થળે ફરીને લોકોની વાસ્તવીક સ્થિતિ જોવા લાગ્યા. હજારો

માણસોના હેવાલ સાંભળ્યા. આ વખતે તેમણે અહીંના લોકો વચ્ચે અને નીલવાળા સાહેબ લોકો વચ્ચે બહુજ વિરોધ જણાતો હતો. દશ વરસના છોકરાઓને સાહેબ લોકોના ગુમાસ્તા જબરજસ્તીથી કામપર લઇ જતા હતા. તેમને ફકત એક કલાક ખાવાની રજા મળતી. આ ત્રાસથી ઘણા લોકો ઘરબાર તથા પોતાના ખેતરો છોડીને બંગાળની ભુમિપર રહેવા લાગ્યા. "સાહેબલોકો બે આને શેર ઘી ખરીદતા, અને દુધ દહીંની પાઇ સરખી પણ આપતા નહિ. પોતાના ખેતરોમાં ગળી સિવાય બીજું કંઇ ન વાવી શકતા. તે બદલામાં તેમને ૧૪ થી ૨૦ રૂપીઆ મળતા, અને સાહેબ લોકો ૩૦૦ રૂપીઆ સુધી ઉપજાવતા એકંદરે અહીંની પ્રજાની આ વખતે દુઃખની સીમા નહોતી. આ લોકોના જીવનનો બધો ખ્યાલ મહાત્મા સમક્ષ આવી ગયો હતો, અને આ વાત કમીશનર સુધી ગઇ હતી. મહાત્મા પણ આ લોકોની વાત મેળવવા દરેક ગામમાં ફરતા હતા એક વિધવા પોતાના ચાર બચ્ચાંઓને લઇ મહાત્મા પાસે આવી.

તેના ચારે બચ્ચાંઓ દશ વર્ષની અંદરના હતા. આ વિધવાએ પોતાના શીરના બાલ મહાત્માને બતાવ્યા, અને રૂદન કરતા કહેવા લાગી કે નીલની કોઠીના ઠેકેદારે મને બાલ પકડી ઘસડી મેં આ વખતે ગામના લોકોપાસે સાહયતામાગી, પણ એકપણ માણસ મારી મદદે આવ્યો નહિ. ઠેકેદાર મને તથા મારા દશ વર્ષના બચ્ચાંને જબર જસ્તીથી કામપર લઇ ગયો. મને આ પહેલા આ કામનો બીલકુલ અનુભવ નહોતો, હું કાણુમાં આ પ્રમાણે મહાત્માપાસે

---

હજારો માણસો પોતાના દુ:ખની ફરીયાદ કરવા લાગ્યા, મહાત્માએ અથાગ પરીશ્રમ લઇને ૭૦૦૦ થી વધારે મનુષ્યોનો રિપોર્ટ તૈયાર કરી સરકાર સમક્ષ રવાના કર્યો. આ વખતે દરિદ્રતામાં ઘેરાયલા માણસોએ આજુબાજુ લુટફાટ શરૂ કરી. આથી નીલવાળા સાહેબોને કહેવાનુ મળ્યું કે આ બધો અનર્થ થવાનું કારણ મહાત્મા ગાંધી છે. ઘણા એંગ્લો ઇંડીયન પત્રો લખવા લાગ્યા કે "ગાંધી બીહારમા આવ્યા છે તો નક્કી બળવો થશે. યુરોપીયન એસોશીયને ગાંધીજીના સંબંમાં અનેક વાતો કરતા હતાં, તેઓ કહેતા કે કાઠીયાવાડમાં રહેવાવાળો માણસ વિહારના ઝઘડામાં શા માટે પડે છે? આ વખતે સરકારે ચંપારણ્યના આ ઝઘડા માટે ૭ સદ્ગ્રહસ્થોની કમીટીનીમી, અને પ્રજા તરફથી ગાંધીજીને નીમ્યા આ ઉપરથી ગાંધીજી તરફ સરકાર કેટલો વિશ્વાસ ધરાવે છે, તે જણાઇ આવે છે. આ વખતે વિહારના અનેક સદ્ગૃહસ્થોએ કમીટી સમક્ષ સત્યતાથી બધી હકીકત જાહેર કરી. આ કમીટીના શુભ પ્રયાસથી વિહારના ઘણાખરા ઝગડાનો અંત આવ્યો મુખ્યત્વે કરી નીલવાલા સાહેબો સાથે લોકોના જે આગળના ખેતી કરવાના કોલ કરાર હતા તે રદ કર્યાં, આ બનાવથી ત્યાંની રૈયત ગાંધીજીને દેવ તુલ્ય માનવા લાગી. દશ દશ ગાઉથી તેમના દર્શન કરવા મનુષ્યો આવવા લાગ્યા, આ પ્રદેશમાં મહાત્માએ ત્યાં એક કન્યાશાળા, તથા ત્રણ છોકરાઓ માટે સ્કુલો ખોલી આ પાઠશાળામાં દેશી ભાષાઓમાંજ શિક્ષણ અપાય છે. બાળકો પાસેથી ફી લેવામાં આવતી નથી. એક ડૉકટરની પણ ત્યાં સોઇ રાખેલી છે. આ પ્રમાણે

મહાત્માએ ત્યાંના લોકોપર અનહદ ઉપકાર કર્યા છે, ત્યાંના લોકોને મહાત્માપર એટલો દ્દઢ વિશ્વાસ છે કે પોતાના ઘરના કજીયાનો ફેંસલો પણ મહાત્મા પાસે કરાવતા હતા. ચંપારણ્યમાંથી મહાત્મા જ્યારે જવા નીકળયા ત્યારે સ્ટેશનપર તેમનો સ્વાગત કરવા ત્રીસ હજાર મનુષ્યો ભેગા થયા હતા. ચંપારણ્યના લોકોને મહાત્મા તરફ કેવો પુજ્ય ભાવ છે તે ઉપરના બ્યાનથી જણાય આવે છે, મહાત્મા ગાંધીજી ચંપારણ્ય માટે કહે છે કે " ચંપારણ્યના લોકોને જોઇતી વસ્તુ હવે મળી ગઇ છે. નીલવરોની સાથે આપણે ટંટો નહોતો કરવો. ફીસાદ નહોતી કરવી. આપણે તો માત્ર તેમની ગુલામ ગીરીમાંથી છુટવું હતું, અને એટલું આપણે કરી શકયા છીયે. ચંપારણની રઇયતના સંબંધમાં થયેલા હુકમો મુઝફ્ફરપુરને લાગુ પડતા નથી, પણ તે રફતે રફતે લાગુ પડશે, એમ હું માનું છું. આપણે કોઇ વસ્તુ નથી લઇ શકતા, તો તેનું કારણ એટલુંજ છે કે આપણે જેની પાસે તે વસ્તુની માગણી કરવાની હોય છે, તેની અને આપણી વચ્ચે વિશ્વાસની લાગણી હોતી નથી. ચંપારણમાં મેં કામશરૂ કર્યું, ત્યારે નીલવરો અને અમલદારો સાથે મારે ટંટો કરવો છે, એવું તેમને લાગતુ હતું, પણ આખરે જ્યારે બંનેને લાગ્યું, કે મારો તેવો બિલકુલ ઇરાદો નહોતો, હું તો માત્ર નીલવરો પાસે રૈયતને ઇન્સાફ મલે એટલુંજ ચાહતો હતો, ત્યારે ધારેલી વાત પારપડતા કંઇ મુશ્કેલી રહી નહિ.

ચંપારણ્યનું આ કામ સમાપ્ત થયું છે, પણ બીજું વધારે મુશ્કેલ કામ કરવાનું હજુ રહ્યું છે. જે મનુષ્ય ગુલામીમાંથી છુટે

છે, સ્વતંત્ર બને છે, તેને યોગ્ય તાલીમ ન મળે તો તે સ્વતંત્રાનો કદાચ દુરઉપયોગ કરે ચંપારણ્યની પ્રજાને એક પ્રકારનું સ્થાનીક સ્વરાજ્ય તો મળી ચુકયું છે, પણ હવે એ સ્વરાજ્ય શી રીતે ચલાવવું એજ પ્રશ્ન રહ્યો છે, આનેમાટે મારીસાથે કામકરનાર ભાઇઓ બાબુ બ્રિજકીશોર અને બીજાઓએ ઠરાવ્યું છે કે ઠેર ઠેર શાળાઓ કાઢીને લોકોને સામાન્ય જ્ઞાન અને આરોગ્યતાના નિયમનું વિશેષ જ્ઞાન આપવું, મંગળવારના મંગળદીને ઢાકા નામના ગામમાં શાળા ખોલવામાં આવશે. સ્વયં સેવકોની આ માટે બહુજ જરૂરછે. (गांधी हिन्दी पुस्तक भंडार **તથા વિચાર સૃષ્ટી.**)

## શિક્ષિત સ્ત્રીઓને મહાત્માના બે બોલ.

"મહાત્મા ગાંધીજી કહે છે કે આધુનીક કેળવણી સ્ત્રીઓ પોતાના ખાસ કાર્યને સારૂ જરાયે તૈયાર નથી કરતી. શિક્ષિત સ્ત્રીઓ અશિક્ષિતનો સમાગમ નથી કરતી, ઘણીવાર નથી ઇચ્છતી, આ રોગ દૂર થવો જોઇએ, અને શિક્ષિત સ્ત્રીઓને પોતાની સહજ ફરજનું ભાન આપવાની જરૂર છે. આવા દોષોમાંથી પુરૂષ વર્ગ પણ મુકત નથી, સ્ત્રીમાં નવી ભાવના ઉત્પન્ન કરવાની અને તેને અમલમાં મુકવાની જે શક્તિ રહેલી છે, તે પુરૂષમાં નથી. પુરૂષ પ્રમાણમાં અવિચારી, ઉતાવળો અને સદાય નવીનતાની શોધમાં રહે છે. સ્ત્રી ગંભીર, ધીરજવાન, અને પુરાણીક વસ્તુને ઘણે ભાગે પકડી રહેનારી જોવામાં આવે છે, એટલે જયારે તેને કોઇપણ નવી વસ્તુ સુજે છે; ત્યારે તેની ઉત્પત્તિ તેના હૃદય કમળમાંથી જોવામાં આવે છે. એ પ્રમાણે ઉદ્દભવેલી વસ્તુને વિષે તેને અચળ શ્રદ્ધા હોય છે, અને તેથી તેનો પ્રચાર વધુ થઇ શકે છે, એટલે મારી

---

લાલા કન્હીયાલાલે તાળાં માટે હીન્દુસ્તાનમાં પેટન્ટો મેળવ્યાં છે.

માન્યતા છે કે જો શિક્ષિત સ્ત્રીઓ કેવળ પુરૂષની નકલ કરવાનું છોડી દઈ સ્ત્રીઓ વિષેના મહાન પ્રશ્નોનો સ્વતંત્ર વિચાર કરે તો આપણે ઘણી ગુંચવણો સહેલાઇથી ઉકેલી શકીએ. વિધવાનો સવાલ જેવોતેવો નથી, તેમાં ઘણી સ્ત્રીઓ પ્રાણાર્પણ કરી શકે છે. વિધવા પોતાની ઇચ્છાનુસાર પુનર્લગ્ન કરે એ એકવાત છે, પણ પુનર્લગ્ન કરવાનુંબાળ વિધવાઓને શીખવવા પાછળ કાળક્ષેપ કરવો તે તદ્દન જુદીવાત છે, તેને બદલે સ્ત્રીઓ ઘરભંગ થયેલા પુરૂષને નહિ વરવાનો અથવા પોતાની દીકરી નહિ દેવાનો તેમજ પારણામાં ઝુલવાને લાયક બાળવરને પોતાની દીકરીઓની આહુતિ નહિ આપવાનો દ્દઢ નિશ્ચય કરે અને કરાવે તો એમાંથી હિંદુસ્તાન સરસ પરીણામ ચાખે, એવો મને વિશ્વાસ છે, નાની મોટી સેંકડો વિધવાનો ઉપયોગ દેશને કેમમળે એ બહુ વિચારવા જેવું છે; અને એ વિચાર શિક્ષિત સ્ત્રીઓ ન કરે તો કોણ કરશે? મને તો ઘણા વર્ષો થયાં એક વિચાર સુઝેલો છે તે અહીંપણ રજુ કરૂં છું. થોડાજ વર્ષ પહેલાં આપણી સ્ત્રીઓ રૂ કાંતવાનું અને વણવાનું પણ કામ કરતી. અત્યારે એ ધંધો નાશ પામવાની હાલતમાં છે, એ ધંધાના જવાથી હિંદુસ્તાનને મોટીહાની પહોંચી છે, કરોડો રૂપિયા બહાર ઘસડાઇ ગયા છે, વિધવાઓ હાલતો હવેલીમાં કે કહેવાતા સાધુસંતોની સેવામાં સમય ગાળે છે, અથવા તો ટાયલામાં, હવેલીયે જવામાંજ ધર્મ છે, એવું મને ભાસતું નથી, હેતુસર હવેલીયે જવાથી ફાયદો ન થાય એમપણ કહેવા નથી ઇચ્છતો પણ બીજા કાર્યો છોડીને હવેલીમાં બેસવું એ પરમાર્થની પરિસીમા છે, એવો વિચાર તો કેવળ વહેમ રૂપ જણાય છે, તેજ પ્રમાણે જે સાધુ સંતને કોઈ પ્રકારની સેવા

---

કરવી એમા બનેનો બીગાડ છે, અને વ્યર્થ કાળક્ષેપ છે, આવી પ્રવૃત્તિમાંથી કાઢીને હિંદુસ્તાનનો ઉપકાર કરવાની પરમાર્થીક પ્રવૃત્તિમાં વિધવાઓને જોડવી એ તેમનું શુદ્ધ પુનર્લગ્ન છે, એ સાહસ શિક્ષિત સ્ત્રીઓ કાં નકરે! કરવાને ઇચ્છનારી એવી સ્ત્રીયે પ્રથમ પોતે તો ઉદ્યોગની પાઠશાળાનો પહેલો પાઠ ભણુવો જોશે, રૂ કાંતવું જોશે, અને કપડાં વણુવા શાળે બેસવું જોશે.

( આ લેખ ગુંજરાતી હિંદુ સ્ત્રી મંડળ માટે સંવત ૧૯૭૪ ના નવા વર્ષના પ્રસંગે લખવામાં આવ્યો હતો. )

## ઇતિહાસ અને સત્યાગ્રહ.

ઇતિહાસનો શબ્દાર્થ આમ થઇ ગયું એ છે. એ અર્થ કરીયે તો સત્યાગ્રહના પુષ્કળ પ્રમાણુ આપી શકાશે, જે અંગ્રેજી શબ્દો ઇતિહાસ એ તરજુમો છે, અને જે શબ્દનો અર્થ બાદશાહોની તવારીખ છે, તે અર્થલેતાં સત્યાગ્રહનું પ્રમાણુ હોય ન શકે, કથીરની ખાણુમાં ચાંદી શોધે કેમમળે! હીસ્ટરીમાં દુનિયાના કોલાહલનીજ કહાણી મળશે, તેથી ગોરા લોકમાં કહેવત છે કે જે પ્રજામાં હીસ્ટરી ( કોલાહલ ) નથી તે પ્રજા સુખી છે, રાજાઓ કેમ રમતા તેઓ કેમવેર બાંધતા, એ બધું હીસ્ટરીમાં મળી આવે છે. જો આજ ઇતિહાસ હોય, જો આટલુંજ થયું હોય તો દુનિયા કયારની ડુબી ગઇ હોત, જો દુનિયાની કથા લડાઇથી શરૂ થતી હોયતો આજે એકપણુ માણુસ જીવતો ન હોય. જે પ્રજા લડાઇનોજ ભોગ થઇ પડી છે, તેની એવીજદશા થઇ છે, આસ્ટ્રેલીઆના હબસી લોકોનું નિકંદન નીકળીગયું છે. તેઓમાંના ભાગ્યેજ કોઇને આસ્ટ્રેલીયાના

ગોરાઓએ જીવવા દીધા છે, જેઓની જડ નીકળી ગઇ છે, તેઓ સત્યાગ્રહી ન હતા, જે જીવશે તે જોશે, કે આસ્ટ્રેલીયાના ગોરાના પણ તેવાજ હાલ થશે, જેઓ તલવાર ચલાવે છે, તેઓનું મોત તલવારથીજ થાય છે. તારૂનું મોત પાણીમાંજ છે, એવી આપણામાં કહાણી છે. દુનિયામાં આટલાબધા માણસો હજુ છે, એથી જણાય છે કે દુનિયાનું બંધારણ હથીયાર બળ ઉપર નથી, પણ સત્ય, દયા, કે આત્મબળ ઉપરજ છે, એટલે મોટો ઐતિહાસીક પુરાવો તો એજ છે કે દુનિયા લડાઇના હંગામો છતાં નભી છે, એટલે લડાઇના બળ કરતાં બીજુ બળ તેનો આધાર છે. હજારો બલકે લાખો માણસો પ્રેમવશરહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબના કલેશનો સમાવેશ પ્રેમ ભાવનામાં થઇ જાય છે, સેંકડો પ્રજા સંપથી રહેલી છે, એની નોંધ હીસ્ટરીલેતી નથી, હીસ્ટરી લઇપણ ન શકે, જ્યારે દયાનો, પ્રેમનો, કે સત્યનો પ્રવાહ રોકાય છે, તેમાં ભંગાણ પડે છે, ત્યારેજ તેની નોંધ તવારીખે ચઢે છે, એક કુટુંબના બે ભાઇ લડયા, તેમાં એકે બીજા સામે સત્યાગ્રહ કર્યો, બંને પાછા સંપથી રહેવા લાગ્યા, આની નોંધ કોણ લે છે ? જો બંને વકીલોની મદદથી કે અદાલતોથી (અદાલત પણ એક પ્રકારનું હથીયાર કે શરીરબળ છે) લડત તો તેઓના નામ છાપે ચડત, જે કાયદો કુટુંબને કે જમાતને, કે સંઘને લાગુ પડે છે. કુટુંબોમાં એક કાયદો અને પ્રજામાં બીજો એમ માનવાનું કંઇ કારણજ નથી, હીસ્ટરીએ અસ્વાભાવિક બીનાની નોંધ લે છે, સત્યાગ્રહ એ સ્વાભાવિક છે, એટલે તેની નોંધ લેવાપણું રહેતું નથી.

(ઇંડીયન ઓપીનીયનમાં પ્રગટ થયેલ નિબંધનો આ એક ભાગ છે)

---

લાલા કન્હીયાલાલની ત્રીજોરીથી ચોર હારી જાય છે.

## "કાયદાઓ અને સત્યાગ્રહ"

સત્યાગ્રહ લડાઇ બળનો વિરોધી છે. જ્યારે મને કંઇ કામ પસંદ ન પડે ત્યારે તે કામ હું ન કરૂં તેમાં હું સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરૂં છું. દાખલા તરીકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કર્યો. તે મને પસંદ નથી, જો હું સરકારના ઉપર હુમલો કરી તે કાયદો રદ્દ કરાવું તો મેં શરીરબળ વાપર્યું કહેવાય, જો હું તે કાયદો કબુલ નજ કરૂં ને તેને લીધે પડતી સજા ભોગવી લઉં તો મેં આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું કહેવાય. સત્યાગ્રહમાં હું આપભોગ આપું છું.

આપભોગ આપવો એ પરભોગ કરતાં સરસ છે, એમ સૌ કોઇ કહેશો વળી સત્યાગ્રહથી લડતાં જો લડત ખોટી હોય તો માત્ર લડત લડનાર દુઃખ ભોગવે છે. એટલે પોતાની ભુલની સજા પોતે ઉઠાવે છે. એવા ઘણા બનાવો થઇ ગયા છે કે જેમાં માણસો ભુલથી સામે થયેલા, કોઇપણ માણસ બેધડક રીતે નથી કહી શકતો કે અમુક કાર્યો ખરાબજ છે; પણ જ્યારે તેને તે ખરાબ લાગે છે, ત્યારે તેનેજ સારૂં તે ખરાબજ છે. એટલે તેણે તે ન કરવું, ને તેમ કરતાં દુઃખ ભોગવવું. આ સત્યાગ્રહની ચાવી છે.

કોઇ કહેશે; કાયદાની સામે થવું એ તો બેવફાદારી ગણાય. આપણે તો હમેશા કાયદાને માન આપનારી પ્રજા ગણાઇએ છીએ. પણ આપણે કાયદાને માન આપનારી પ્રજા છીએ તેનો ખરો અર્થ તો એ છે કે આપણે સત્યાગ્રહી પ્રજા છીએ, કાયદા પસંદ ન પડે ત્યારે આપણે કાયદા કરનારનું માથું નથી તોડી શકતા, પણ આપણે તે કઢાવી નાખવા સારૂ લાંઘીએ છીએ. આપણે સારા કે

---

નઠારા કાયદા કબુલ કરી લઇએ છીએ એ અર્થ તો આજ કાલનો જોવામાં આવે છે. પૂર્વે એવું કંઇ નહતું. જેની મરજીમાં આવે તે કાયદા લોકો તોડતા ને તેની સજા ઉઠાવી લેતા.

કાયદા આપણને પસંદ ન હોય તે પ્રમાણે ચાલવું એવું શિક્ષણ મર્દાઇથી વિરૂદ્ધ છે, ધર્મ વિરૂદ્ધ છે, ને તેમ કરવું એ ગુલામીની હદ છે.

સરકાર તો કહે છે કે આપણે નાગા થઇને નાચવું. તો શું આપણે નાચશું ! હું સત્યાગ્રહી હોઉં તો સરકારને કહું "એ કાયદો તમારા ઘરમાં રાખો" હું તમારી પાસે નાગો નથી થનારો ને નાચવાનો પણ નથી.

જે માણસ પોતે માણસાઇમાં છે, જેને ઇશ્વરનોજ ડર છે તે બીજાથી ડરવાનો નથી. તેને બીજાના કરેલા કાયદા બંધન કરનારા નથી. સરકાર પણ બિચારી નથી કહેતી કે તમારે આમ કરવુંજ પડશે.

તે પણ કહે છે કે તમે આમ નહિ કરો તો તમને સજા થશે, આપણે અધમ દશામાં માની લઇએ છીએ કે આપણે, આમ કરવું, એ આપણી ફરજ છે, એ આપણો ધર્મ છે. જો લોકો એકવાર શીખી લે કે આપણને અન્યાયી લાગે તે કાયદાને માન આપવું, એ નામર્દાઇ છે, તો પછી આપણને કોઇનો જુલમ બંધન કરી શકતો નથી, આ સ્વરાજ્યની ચાવી છે.

ઘણા માણસોએ કહ્યું તે થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાર્તા છે. એવા દાખલા હજારો મળી આવશે કે જેમાં ઘણાનું કહેલું ખોટું હોય છે, ને થોડા એ કહેલું એજ સાચું હોય છે. સઘળા સુધારા ઘણા માણસોની સામે થઇને થોડા માણસોએ

દાખલા કરાવ્યા છે. ઠગના ગામમાં ઘણા કહેશે કે ઠગ વિદ્યા શીખવીજ જોઇએ, તો શું એક સાધુ હોય તે પણ ઠગ બનશે ? નહિજ. અન્યાયી કાયદાને માન આપવું જોઇએ એ વહેમ જ્યાં સુધી દુર નહી થાય, ત્યાં સુધી આપણી ગુલામી જવાની નથી. અને આવો વહેમ માત્ર સત્યાગ્રહીજ દુર કરી શકે.

(ઈંડીયન ઓપિનીયનમાં પ્રગટ થયેલ નિબંધનો આ એક ભાગ છે.)

## મહાત્મા ગાંધીજીનો રોલેટ બિલોસામે સત્યાગ્રહ.

સાહેબ ! રોલેટ બિલો વિરૂદ્ધ સત્યાગ્રહ પ્રતિજ્ઞાનો ખરડો આ સાથે મોકલું છું. જે પગલું લેવાયેલું છે તે હિંદુસ્તાનની તવારીખમાં બહુ ભારે ગણાય. મારી ખાત્રી આપું છું કે તે લેવામાં જરા એ ઉતાવળ નથી થએલી. મેં પોતે તો તેના વિચારમાં અનેક ઉજાગરા કીધા છે. આ પગલાના પરિણામોનું મેં બરાબર માપ લીધું છે. સરકારની સ્થિતીનો પણ યોગ્ય આંક બાંધવાનો પ્રયત્ન કર્યો છે. પણ આ વિચિત્ર બિલો દાખલ કરવા સારૂં હું કશું પ્રયોજન જોઇ શકતો નથી. રોલેટ કમિટીનો રિપોર્ટ મેં વાંચ્યો છે, તે વાંચતા કમિટીની વર્ણન શકિતના વખાણ કર્યાવિના મારાથી રહેવાયું નહિ, પણ તે ઉપરથી જે નિર્ણય ઉપર કમિટી આવી શકી છે તેનાથી તદ્દન ઉલટાજ નિર્ણય ઉપર હું આવ્યો છું. એ રિપોર્ટ ઉપરથી હું તો સ્પષ્ટ રીતે એજ નિર્ણય આપું કે છુપી ખુના મરકી રૂપીરોગ હિંદુસ્તાનમાં માત્ર સંકુચિત ક્ષેત્રોમાં અને છુટા છવાયા અને બહુ થોડા લોકોમાં ફેલાયેલો છે. આવા લોકોની હસ્તી, સમાજને સારૂ જરૂર જોખમકાર છે, પણ જોખમ

---

કારતાં વધારે ભયંકર જોખમ તો આ બિલો છે, જે આખાં હિંદુસ્તાનને લાગુ પાડવા ધારેલાં છે.

અને જે સ્થિતિ નખથી સુધરી શકે તે સ્થિતિ સુધારવાને સરકારના હાથમાં કુહાડો આપનારાં છે. વળી કમિટીએ એક ઐતિહાસીક બિનાનું કેવળ દુર્લક્ષ કર્યું છે, અને તે એ છે કે હિંદુસ્તાનના કરોડો લોકો પોતાના હૃદયની કોમળતા ને સારૂ પૃથ્વિમાં પંકાયેલા છે.

હવે આપણે બિલોનું જડતર તપાસીએ. બિલો દાખલ થયાં તે પ્રસંગે નામદાર વૉઇસરાયે એ ખાત્રી આપી; એક સિવિલ સર્વિસને અને બીજી ઈંગ્રેજ વેપારીઓને, આપણામાંના ઘણાને વૉઇસરાય સાહેબનાં આ બાબતનાં પણ વિષે બહુ વસવસો રહે છે. મારે તો કબુલ કરવુંજ જોઇએ કે એ ખાતરીના હેતુ અને હદ હું સમજી શકતો નથી. જો તેનો અર્થ એવો હોય કે સિવિલ સર્વિસના અને ઈંગ્રેજ વેપારીઓના લાભોને, હિંદુસ્તાનના હીત અને આર્થિક હાજતો કરતાં વિશેષ ગણવામાં આવશે તો કોઇપણ હિંદીથી એ સિદ્ધાંતનો સ્વીકાર નહિ થાય તેનું પરિણામ તો એ આવશે કે સામ્રાજ્યની અંદર ભાઇઓ ભાઇઓ વચ્ચે તીવ્ર ઝઘડો જાગશે. મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડના રિપોર્ટ પ્રમાણે સુધારા થાઓ યા ન થાઓ. આ ક્ષણે આપણને જે જરૂરનું છે તે તો એ છે કે આ તાત્વિક મુદ્દાવિષે ઘટતી અને વ્યાજબી સમજુતી થવી જોઇએ. એનો જેમ તેમ નિકાલ કરવાથી ખરો સંતોષ નથી થવાનો. મહાન સિવિલ સર્વિસરૂપી મહાજને સમજવું જોઇએ કે હિંદુસ્તાનમાં માત્ર

નામના નહિ, પણ હિંદના ખરેખરા ત્રસ્ટી અને સેવક તરીકેજ તેઓ રહી શકે છે. મોટી ઈંગ્રેજ પેઢીઓએ સમજવું જોઇએ કે તેઓ હિંદુસ્તાનની કળા, વ્યાપાર, અને હુન્નરનો નાશ કરવાને નહિ, પણ તેની હાજતોમાં જે ત્રુટી આવે તેની પુરણી કરવાનેજ રહી શકે છે. જો આ બે વસ્તુઓનો સ્વીકાર થાય તો તે બે રોલેટ બિલની પુરેપુરી ગરજ સારી શકશે અને હું ખાત્રી આપું છું કે આ બે વસ્તુઓથી રાજ્યની સામે થતાં ગમે તે કાવત્રાંને પ્હોંચી વળી શકાશે. સર જ્યૉર્જ લાઉન્ડઝે પ્રજા મતનો નિરાદર કરીને બળ તામાં ઘી હોમ્યું છે. તેઓ સાહેબ હિંદનો ઇતિહાસ ભણેલા પણ ભુલી ગયા જણાય છે; નહિ તો જે સરકારના તેઓ પ્રતિનિધી છે તે સરકારે આજ સુધીમાં પ્રજા મતને વશ થઇને પોતાના પાકા વિચારો ફેરવેલા છે એવા દાખલાઓનું તેમને સ્મરણ રહેત રાજ્ય કર્તારૂપી શરીરમાં ઉંડા રહેલા રોગની આ બીલો એકસ્પષ્ટ નિશાની છે એમ હું શા સારૂં માનું છું એ સમજવું હવે સહેલ થઇ પડશે. આવા રોગોનો આકરોજ ઇલાજ હોય.

બિલથી અને તે દાખલ થયાં તે વખતના પ્રસંગો જે ભાવ સૂચવે છે તેથી અધીરાં થએલા, ઉતાવળા, અને તપીગએલા જુવાનો છુપી ખુના મરકીનો ઇલાજ પસંદ કરશે, જે તિરસ્કાર, અને દ્વેષનો ખુનામરકી ચોખ્ખો પુરાવો છે, તે તિરસ્કાર અને દ્વેષમાં આ બિલો વધારો કરશેજ. સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનારાઓએ હર-કોઇ પ્રકારના દુઃખ સહન કરવાનો દ્દઢ સંકલ્પ કર્યો છે. સરકારની તરફ તેઓનો દ્વેષ નથી અને તેથી તેઓની માગણીમાં એટલું બધું બળ રહેલું છે કે તેની સામે થવાયજ નહિ; એટલે સરકાર તરફના

દુ:ખોનું નિવારણ કરવાને તેઓ ખુનામરકીને અસર કારક ઉપાય ગણે છે તેના બદલામાં આવા અમોઘ અસ્ત્રની તેઓ ભેટ કરે છે, વળી તે અસ્ત્ર તેનો ઉપયોગ કરનારને અને પ્રતિપક્ષિ બંનેને સુખ દાયી છે. સત્યાગ્રહીઓ જો પોતાના આ અસ્ત્રનો ઉપયોગ બરાબર સમજતા હશે તો મને પરિણામનો જરાભય નથી. તેમની એ સમજવાની શક્તિવિષે શંકા લાવવાનું મારૂં કામ નથી સત્યાગ્રહ જેવો જલદ ઉપાય લેવા સરખો આરોગ છે કે નહિ, અને તેને મટાડવાને સારૂ બીજા હળવા ઉપાયો લેવામા આવ્યા છે કે નહિ તે જાણી લેવાની સત્યાગ્રહીઓની ફરજ છે. તેઓની ખાત્રી થઇ છે કે રોગ ભયંકર છે અને હળવા ઉપાયો નિષ્ફળ ગયા છે, બાકી બધું હરીને હાથ છે. (આ પત્ર વર્તમાન પત્રો ઉપર મોકલવામાં આવ્યો હતો. તારીખ ૨૬–૨–૧૯)

## હિંદી વજીર મી. મોણ્ટેગુ અને મહાત્મા ગાંધી.

હિંદી બજેટ રજુ કરતી વખતે હિંદી વજીર મી. મોણ્ટેગુએ જણાવ્યું કે રાઉલેટ કાયદાએ હિંદમાં વિશાળ વિરોધ જગાવ્યો છે. એ કાયદો ઘણોજ અલોકપ્રિય છે, હું અહીં તેનો બચાવ કરવા આવ્યો નથી. અને હજીપણ મારી ખાત્રી છે કે એ ધારો જરૂર તેમજ અનિવાર્ય છે. દરરોજ મળતા પુરાવાઓથી જણાય છે કે હિંદમાં કોઇપણ નામને યોગ્ય સત્તાવાળી સરકારને સખ્તાઇથી વર્તવું પડે એવા થોડાક સરકારના શત્રુઓ છે. પછી તે સરકાર બ્યુરોક્રેટીલોક મતાનું કુળ પરદેશી કે સ્વદેશી હોય. મી. ગાંધી એક ઘણા મહાન અને નામાંકિત હિન્દી છે, પણ સરકારને જો કોઇએ પણ આટલી બધી ગુંચવી હોય તો તે મી. ગાંધીએ ગુંચવી છે. તેઓ ઉંચ્ચામાં

ઉંચ્ચા હેતુઓ, અને શુદ્ધમાં શુદ્ધ ચારિત્ર ધરાવનારા ગૃહસ્થ છે. તેઓ તદન નિઃસ્વાર્થી અભિલાષાવાળા છે. દેશ તેમની સેવાઓ માટે તેમનો આભારી છે. પણ હું (મોણ્ટેગુ) તથા તેમના અન્ય મિત્રો એમ ઇચ્છીયે છીએ કે તેમણે પોતાની શકતીઓનો ઉપયોગ જોખમદારીની વિશપ બુદ્ધિથી કરવો જોઇતો હતો, અને સમયસર એ સમજવું જોઇતું હતું કે તેમના નામ કે મોભાના સાથે હોવા મળેલી તકોનો ઉપયોગ કરનારા કેટલાક એવાં બળ છે કે જે તેમના અંકુશ બહાર છે, પછી, ખળભળાટોની પાછળ સંચાદોરી ખેંચનારા લુચ્ચા માણસો અને કોઇ વ્યવસ્થા જેવું હતું એવું મી. ગાંધીનું વચન ટાંકીને મી. મોણ્ટેગુએ કહ્યું હતું કે દેશના વિશેષ અંધારા ખુણાઓમાં ખરા રાજ્ય કન્તિકર મનુષ્યો છુપાઇ રહે છે, અને તેમને કોઇ પકડી શકે કે તેમના વિચારને બદલી શકે એમ નથી; સઘળા દુનિયામાં તેઓ છુપા હુતો અને છુપા લાગવગને તાબે હોય છે. આવા માણસો કોઇપણ દેશને ભય જેવા છે, અને હિન્દી સરકારે તેઓ નિર્મુળ ન થાય ત્યાં સુધી અવિરતપણે તેમની સામે લડવાનો નિશ્ચય કર્યો છે. (ગુજરાતી તા. ૮ મી જુન ૧૯)

આ બુકમાં મહાત્માના આશયથી કાંઇ લખવામાં મારી ભુલ થઇ હોય તો તે પવીત્ર પુરૂશની તથા સાર્વજનીકની હું માફી ચાહુ છું. આ ચોપડીનો ત્રીજો ભાગ ટુંક સમયમાં બહાર પડશે.

શાન્તિ શાન્તિ શાન્તિ

